# દલીલુલ હુજ્જાજ

## હાજીઓ તથા ઝુવ્વારા (માટે) ગાઇડ.

મુંબઇથી
જીદ્દાને રસ્તે
બૈતુલ્લા તથા મદીનએ
મુનવ્વરા અને ત્યાંથી શામ,બૈતુલ
મુકદ્દસ, મીસર, અસકંદરીયા તથા હલ-
બથી બગદાદથી કરબલા મોઅલ્લા વગેરે જવાની
ગાઇડ તથા ખરચનો અંદાજો બતાવનારી કીતાબ.

છપાવનાર,
**અબ્દુલહુસેન હકીમજી બુટવાલા.**

ધી 'મુરતઝાઇ' સ્ટીમ પ્રેસ મુંબઇ.
૧૩૨૮ હીજરી.

بسم الله الرحمن الرحيم

الحمد لله رب العالمين والعاقبة للمتقين والصلوة والسلام على رسوله سيدنا محمد خاتم النبين وعلى آله الطيبين الطاهرين وسلم تسليما كثيراً الى يوم الدين اما بعد

ખુદા તઆલાની તોફીકથી, ખમસતીલ અતહાર, અઇમ્મતુલ અબરારના વસીલાથી આ અબ્દે નાચીઝ મમલુકે સૈયદના વ મોલાના અબીલ કુઝઅ અબ્દુલા બદરૂદીન (طول عمره) ને એમ વીચાર થયો કે આ ફાની જીંદગીનો કંઇ ભરોસો નથી તેજ માટે જેમ બને તેમ જે કંઇ આકેબતનો તોશો મારાથી લેવાએ તે હાસીલ કરૂં. તેજ માટે મે હજનો અઝમ થયો, બેતુલા જાઉં, બેતુલાથી નબી સાહેબની દરગાહની ઝારૂબ કરૂં. ત્યાંથી

અનબીયાએ સલફ તથા અઇમમએ કીરામ તથા ઓલીયાએ ઇજામની જીયારતો કરૂં. કે જે શામ ( દમીશક ) બેતુલ મુકદસ, મીસ્ર વગેરેમાં છે, તેના સવાબોથી દામનને ભરૂં અને ત્યાંથી અપના નબીએ કરીમના નવાસા ત્રણુ દહાડાના ભુકા અને પ્યાસા, ગરીબુલ વતન, સૈયદુશ સોહદા જનાબ ઇમામહુસેન (અ૦) ના રોજએ અતહરની જરીહે મુકદદસ ને ચુમી ફેજ હાસલ કરી, બીજા સગલા કરબલાના શોહદાની જીયારત કરૂં. પછી જનાબે અમીર, સૈયદુલ ઓસીયા મુશકીલ કુશા, અલી ઇબને તાલીબ (અ૦) ની દરગાહે મુબારકથી ( નજફે અશરફ માં ) મુતબરરક થાઉં.

આ મારી ઉપલી ઉમીદને, ખુદાતઆલાએ પોતાના નબી મોહમદ(સ૦અ૦) તથા તેવણુના પાક આલના હુરમતથી સારી રીતે પુરી કીધી જેના માટે હું ખુદા તઆલાની દરગાહમા હજાર હજાર વાર સીજદએ શુકર બજા લાવુછું

આ સફરમાં જે જે બીનાઓ મારી જાણમાં આવી છે તેની મેં નોધી લઇ ટુંકમાં મોમીનીનના ફાએદાને લીધે છપાવી તેઓની ખીદમતમા ઘણીજ આજીજી અને ઈલતેમાથી હદયો કરૂંછું. અને અરજ કરૂં છું કે જે સાહેબોનો વીચાર હજથી મુશરરફ થવાનો તથા બીજી જીયારતોથી ફાએદા લેવાનો ઇરાદો રાખતા હોએ, તેઓ જરૂર આ નાની કીતાબને રહબર તરીકે ગણે, અને જેમ તેમાં લખ્યું છે તેજ પ્રમાણે અમલ કરે. કારણ કે, બહાર ગામમાં, અંજાન લોકો, આંધલાની બરાબર છે તેઓને શી રીતે મુસાફરી કરવી, કેટલા પૈસા, કઇ રીતે, અને કેમ ખરચવા, અને કેમ પોતાના માલનું બંદોબસ્ત કરવું—આ સગલો એહવાલ આ બુકમાં લખવામાં આવ્યું છે.—ઉમીદ કે મોમીનભાઇઓ જરૂર આ ચોપડીથી ફાએદો લઇ આ ગુનેહગાર નાહકમાં દોઆએ ખેર કરશે.

છેવટમાં બારી તઆલાની દરગાહમાં અરજ કરૂંછું

કે અય રબ્બુલ આલમીન જે પ્રમાણે તુએ મારી ઉમી-દોને પુરી કીધી તેજ પ્રમાણે જગના મોમીનીનની ઉમેદોને પુરી કરજે તેઓને હજથી તથા બીજી મુશર્રફ જગ્યાઓની જીયારતથી બહરવર કરજે તથા સૈયદના મોલાના અબીલ કૂજલ અબદુલા બદરૂદીનના ઉમરને દરાજ કરજે—એવણુની તમામ ઉમીદોને પુરી કરજે-ઇમામુજ જમાનના ઝુહુરે મુબારકને, ખુદાતઆલા આદાઇના હાથપર જલદ અતા કરજે.

آمین یارب العالمین بحق سیدنا محمد و آله

લા૦ સેવક,

અબદુલહુસેન હકીમજી ભુજવાલા.

# સાંકળીઊં.

بسم الله الرحمن الرحيم

## હજથી ફારેગ થઇ ત્યાંથીજ બીજી જીયારતો તથા કરબલા મોઅલ્લા કેમ જવાએ તેની વીગત.

મુંબઇથી જીદ્દા, જીદ્દાથી મકકા, મકકાથી મદીનએ મુનવ્વરા, મદીનાથી શામ, શામથી બેતુલ મુકદ્દસ, બેતુલ મુકદ્દસ થી (પાછું) શામ, શામથી હલબ, હલબથી કરબલાએ મોઅલ્લાથી બગદાદ થઇ મુંબઇ.

હમારી ઉપર લખેલી વીગત થી ખાસ જાહેર કરીએ છીએ કે આએ રાસ્તાથી પહેલાં હજ વાસતે જવાએ અને ત્યાંથી મુશરરફ થઇ બીજી જીયારતોથી ફેઝ હાસીલ કરે માટે હમો પહેલા મુંબઇથી હજ માટે કેમ અને શી રીતે ગયા તેનું બયાન કરીશું.

લાએક છે કે, બનતાં સુધી કોઇભી સારી સ્ટીમર ની ટીકીટ જીદ્દા સુધીં લેવી. જેમાં દરેક ચીજની રાહત હોય પાણીનું, પકાવાનું, બેસવાનું વગેરે. પોતાના શાથે અવેજ લઇજાવા માટે જો નોટના કાકા ૧૦૦) નાં અથવા ગેની લઇ જાશો તો એકશારખો વટાઊ પરશે. તમો સ્ટીમરપર સ્વાર થયા પછી, પહેલા એદન જશો ત્યાંથી કામરાન. કામરાનમાં આઠ દીવસની કૉરનટાઇનમાં રહેવું, એ સરકાર તરફથી ફરજ છે. કામરાનની કારનટાઇનથી નીકલ્યા પછી (૨૪) કલાક બાદ કપતાન સીટી દેશે, તે વખતે એહરામ બાંધવું—વહાં એલમલમનુ મીકાત છે અને એલમલમ હજના મીકાતો માંથી એક મીકાત છે. હવે જયારે હાજીઓ જીદ્દાના બંદરમાં આવે, ત્યારે હોડીવાલાને કાંઇ પણ આપે નહીં અગર હોડીવાલાએ રસ્તામાં કાંઇ પણ સતાવીને લઇ લીધું હોય તો કીનારાપર

સીપાહીઓ ઉભા હશે તેઓને સાફ સાફ તમામ હકીકત કહેવી. અને બંદરમાં ઉતરા પછી એક પાસ લેવાની જરૂર છે, તે લીધા બાદ ત્યાંથી નીકલવાની રજા મળશે. જીદ્દાના બંદરપર ઉતરા પછી, તમોને સરકાર તરફથી પૂછવામાં આવશે કે તમારો મુતવલ્લી કોણ? ત્યારે તમારે જવાબમાં શેખ મોહુમદઅલી તથા સુલતાનઅલી સાહેબનું નામ જણાવવું. જીદ્દામાં અલીજકી દલાલ અથવા ફેજે હુસેનીના મેનેજર, તમારે માટે ઉતરવાનો તથા તમારો સામાન મકાન સુધી પહોંચાડવાનો બંદોબસ્ત કરશે. તમોને એ બાબતની કંઇજ ફીકર કરવી નહીં. એક વખતનું જમણ તથા બીજા દીવસનો નાશતો મળશે. જીદ્દાથી રવાના થતી વખતે તમારી પાસે જે કાંઇ સામાન વધારે હશે તે ફેજના મેનેજર ને સોંપી દેજો કારણ વધારે બોજો લેવામાં ફાએદો નથી. ત્યાંથી ઉંટ ઉપર બેસી બે દીવસને એક

રાતની મુસાફરીમાં તમો મકકા શરીફ પહોંચશો. એટલે જીદ્દાથી ઊપડી રાતે હીદ્દામાં મનજેલ થશે. અહીંયાં તમારા સામાન અસબાબની ઘણીજ સંભાલ રાખજો. અને બીજે દીવસે તમો મકકા શરીફ પહોંચશો. ત્યાં શેઠ માહમજી પીરભાઇના મકાનમાં ઉતારો લેજો, હજના અવ્વલ અથવા પછી જો તમારી મરજી વધારે દીવસ મકકામાં રહેવાની હોય તો જરૂર બીજું મકાન, તમો અથવા આહમજી શેઠના માણુસ હસતક ભાડે લઇ લેવું અને જો તમારી મરજી શેઠનાંજ મકાનમાંજ રહેવાની હોય તથા ત્યાં તમારા રહેવાની સગવડ પણ બરાબર થતી હોય તો તમારી પાસે જે કાંઇ એવેજ વગેરે હોયતે સેઠના માણસ હસતક સોંપવું જો તેમ નહીં કરશો તો તેના જોખમદાર, તે માણુસ નથી. દાખલા તરીકે અમો અહીંયાં જણાવીએ છીએ કે ગએ વરસે મુંબઇના વેપારી

શેઠ મામુજી મોહુમદભાઇના આસરે રૂપીઆ પાંચસો, ચોરાઇ ગયા હતા માટે આ ચેતવણી આપવામાં આવી છે.

મક્કામાં શેઠ આદમજી પીરભાઇના મકાનમાં જીદ્દેથી આવી જ્યારે ઉતારોલે ત્યારે ત્યાં ગુસુલ કરે, અહુરામ બદલે, જમણુથો ફારેગ થયા પછી મુતવ્વફ હાજીર હસે. એવણના સાથ મસજીદુલ હુરામમા જાએ, તવાફુલ ઊમરા અદા કરે. તવાફથી ફારેગ થઇ, સફા મરવાની સઇ કરે. સઇ કીધા બાદ અગર ઉમરએ મુફરદાછે તો કપડા બદલી નાંખે. અગર તમત્તોનું છે અને હજના દીવસ નજદીક હોએ તો શબીહુલ મોહુરીમ રહે. એટલે કપડા બદલે નહો અને એહુરામના કપડા પહેરી રાખે. હવે જ્યારે આઠમી તારીખ આવે ત્યારે ઝોહુરની નમાઝ પઢે. હજરે ઇસમાઇલમાં જઇ, હુજનું એહુરામ બાંધયા બાદ સવારીની તઇયારી

કરે, મીના તરફ રવાના થાએ, નવમી રાત આખી બરાબર મીનામાં રહેવું સુરજ ઉગા બાદ મીનાથી રવાના થવું.

મસજીદે નમરા પાસે શેઠની તરફથી ડેરાઓ તઇયાર હસે. જમણુ જમે ઝોહરની નમાઝનું વખત થાએ તો મસજીદે નમરામાં બે રકાત નમાઝ પઢે. અરફાત પાસે બતનુલવાદીમાં ઝોહર અને અસર બેઉ નમાઝ સાથે પઢવી. નમાઝ પઢા પછી અલમૈનની વચમાંથી દાખલ થાએ, અલમૈનની અંદર સેઠ તરફથી તંબુ તઇયાર હસે, વહાં જરા રાહત લઇ પહાડ ઊપર જવું.

મકકતુલ મુશરરફાનાં જન્નતુલ મોઅલ્લામાં પહેલી કબર મોલાતના ખદીજા બીનતે ખુવેલદ (બીબી ફાતેમાના માં સાહેબા) નું આલીશાન મઝાર છે આગલ વધતાં પહાડ ઉપર પહેલો કુબ્બો રસુલુલ્લાહ (સ. અ.) ના મોટા બાવા અબદુલમુત્તલીબની કબર,

અને મોલાના અબદુલ મુત્તલીબના (દાદા) મોટા બાવા અબદે મનાફની કબર છે. આ બેઉ કબર, એકજ કુબ્બામાં છે. અને બીજા કુબ્બામાં સૈયદના વ મોવલાના અબી તાલીબ, અમીરૂલમુમીનીન અલી (અ.) બાવાજી સાહેબનું મઝાર છે.

તાએફમાં મોલાના અબદુલ્લા બીન અબ્બાસ અને મોલાના તઇયબ (અ.) અને મોલાના કાસીમ રસુલુલ્લાહ (સ. અ.) ના ફરઝંદોના મઝાર છે.

અને જીદ્દાના કબરસ્તાનમાં માં સાહેબા હવ્વા (તે આદમ નબીના બૈરા) ની કબર છે.

હજ થી ફારેગ થયા પછી જો તમારી મરજી મકા શરીફમાં મોહરમ કરવાની હોએ તો મોહરમ કરીને જીદ્દાથી યમબુ, અને યમબુથી મદીને મુનવરા જજો અને જો તમારી મરજી મોહરમ અગાઉ જવાની હોએ તો જીદ્દાથી રાબક થઇ મદીને જવું. રાબકમાં મોટો શેખ હુસેન કરીને

છે તે ઉંટ વગેરે તથા હરેક ચીજનો બંદોબસ્ત કરી આપેછે. અને જે કોઇ બદમાશો શેખહુસેનનું નામ સાંભળે છે તે કોઇ કાફલાવાલાને હેરાન કરતા નથી. માટે જેમ શેખ હુસેન તમોને બંદોબસ્ત કરી આપે તેમ ચાલવું જે કાંઇ બક્ષીસ તથા ખાવા પીવાનું ઉંટવાલા સાથે ઠેરાવ્યું હોએ તે પ્રમાણેજ ચાલવું અને રાબકને રસતે કોઇ પણ જાતની બીક નથી. અમારી ભલામણ એમ છે કે નાની ઇસ્ટીમર રાબકના રસ્તે જતી હોય તો રાબકના રસ્તે જવું નહી તો પછી યમબુના રસ્તે જવું. હવે યમબુથી ૯ મંજીલ કરવી પડે છે. દરેક મંજીલમાં ૧ મુગદુફે રૂ. ૧) અંકે એક રૂપીઓ બક્ષીસ આપવી પડેછે. અને એ વાતનો જરૂર ખ્યાલ રાખજો કે તમારા જમ્યા અગાઉ તમારા ઉંટવાલાને જમાડજો.

## મદીનએ મુનવ્વરા.

(અહીયાં નોટનો વટાઊ વધારે પરે છે જેથી ગેની અથવા ઊશમાની ગેની લઇ જવી શારી છે.)

મદીનએ મુનવ્વરા પહોચ્યા પછી સામાન આપના ફૂજના મકાનમાં મુકી ગુસ્લ કરી જનાબ નબી સાહેબની જીયારત વાસ્તે જવું. તમારા સાથે અપના મુઝવ્વીર માહમુદ બીન અબદુલ રસુલ આવસે. સલામ પઢાવસે-જનાબ નબી સાહેબ, રસુલુલાહ ઉપર સલામ પઢાવી, મોલાતેના ફાતેમાંના હુજરએ મુબારક (કોઠડી) માંભી મોલાતના ફાતમા (અ૦) પર સલામ પઢાવસે, ત્યાર પછી બકીઅમાં લઇ જશે. બકીઅમાં પહેલે, અહલુલબત (સ૦ અ૦) ના કુબ્બામાં લઇ જશે. આ કુબ્બાને ચારે તરફ એક પોલાદની ઢાલેલી ખુબસુરત જાલી છે, તે જાલીમાં મોલાના અબ્બાસ બીન અબદુલ મુત્તલીબ અને મોલાતના ફાતેમાં અને મોલાનલ હસન

(અ૦) અને મોલાના અલી ઝૈનુલઆબેદીન, મોલાના મોહોમદનીલ બાકર, મોલાના જાફરૂસ્સાદીકની કબરો છે. અને કીબલાની દીવાલમાં મોલાતના ફાતમતુઝ ઝહેરાની કબર છે. આએ કબરનો અતરાફ ફીરતી પીતલની જાલી છે. મનસક (કીતાબ) માં સલામ લખેલું છે, તે મુવાફીક પઢે. આ કુબ્બાના પછવાડે બઇતુલ હુઝન (એટલે ફાતેમતુઝ ઝહેરા આપ જયાં રોતાં હુતા તે કોઠડી) છે. અજબ આ મકાન છે અંદર દાખલ થતાંજ પોતાની મેલે આંખોમાંથી આંસો નીકલી આવે છે.

આહલુલબૈત ( સ૦ ) ના કુબ્બાથી બાહેર નીકળતા, જમની બાજુપર એક કુબ્બો છે, આ કુબ્બામાં નબી સાહેબની દીકરીઓ, મોલાતના જેનબ અને મોલાતના રૂકીયા, મોલાતના ઉમ્મે કુલસુમની કબર છે, આગે જતાં રસુલુલ્લાના બરાઓના કુબ્બાઓ છે, આ બે કુબ્બાઓમાં ફકત બરાઓજ જઇ શકે છે; મરદોને બાહેરથી સલામ પઢવાનો હુકમ છે.

થોડુંક આગલ ચાલતા મોલાના અબદુલ્લા જાફરેતઇયાર અને મોલાના અકીલ બીન મોલાના અબી તાલીબનો કુબ્બો છે. આગલ જતાં મોલાના ઇબરાહીમ બીન મોહમ્મદ રસુલુલ્લાહનો કુબ્બો છે. અને તેની પાસે એક ખુણામાં મોલાતના હલીમાહુસ સાદીયા રસુલુલ્લાહના ધાઉનો કુબ્બો છે. અને બકીઅની દીવાલની બહાર મોલાતના ફાતેમાં બીનતે અસદ જનાબ અમીરૂલમોમીનીન અલી બીન અબી તાલેબની માસાહેબાનો એક અલીશાન કુબ્બો છે. અને ત્યાંથી પાછા ફરતાં, શેહરના દરવાજા પાસે મોલાતના સફીય્યા બીનતે અબદુલ મુત્તલીબ, તથા મોલાતના આકા બીનતે અબદુલમુત્તલીબ રસુલુલ્લાહના બે ફઇજી સાહેબાનો કુબ્બો છે, અને અપના મકાનથી થોડાક દુર મોલાના અબદુલ્લાહ બીન અબદુલ મુત્તલીબ, એટલે રસુલુલ્લાહના બાવાજી સાહેબનો કુબ્બો છે.

આ તમામ ઉપર દરશાવેલો જીયારતો મદીનાનાં અંદર છે અને શહેર કોટની અંદર એક ખુણામાં મોલાના ઇસમાઇલ બીન જાફરૂસ્સા દીકનો આલીશાન તથા વસી રોઝો છે.

ઝોહર અને અસર અથવા મગરીબ અને ઈશાઉલ આખેરતના વચમાં નબી સાહેબની મસજીદનાં થાંભલાઓ પાસે જે જે થાંભલાઓનું હુકુમ આવ્યોછે તે થાંભલાઓ પાસે બે બે રકાત નમાજ પડવી, એ જીકર મનસક ( એટલે હજની કીતાબ અરબી) માં લખેલી છે.

તે પછી મસજીદે કુબા જાએ, એ મસજીદમાં બે રકાત નમાઝ પઢે જે, નમાઝ એક ઉમરા કીધા બરાબર છે.

નમાઝ પઢી ત્યાંથી આગલ જતાં બીરે ખાતીમ ની વાવ તથા મસજીદ છે, ત્યાં પણ બે રકાત નમાઝ પઢવી, અને કુવાનુ પાણી પીવું, તથા

આંગપર છાંટકવું; અને જે દોઆ મનસકમાં લખેલી છે તે પઢવી.

મસજીદે કુબાના પાસે પડોસમાં એક મકાન છે, જે ફાતેમતુઝઝહેરા તથા અમીરૂલ મોમીનીનની બેઠકથી મશહુર છે. તેની અંદર નાની નાની બે કોઠડીઓ છે, એક કોઠડીમાં જનાબે ફાતેમાં (સ૦) ની ચકકી હતી તેનું એક નીશાન બનાવેલું છે.

ત્યાંથી ફારેગ થઇ **મસજીદુલ ફજીહની** તરફ આવવું, આ મસજીદમાં બે રકાત નમાઝ પઢવી તે પછી મસજીદે મશરબે ઉમ્મામાં આવીને બે રકાત નમાઝ પઢે. આ ચારે મસજીદોમાં નમાઝ પઢતાં અસરનું આખીર વખત થઇ જશે; બની શંકે તો મસજીદુન નબીમાં આવી તે અસરની નમાઝ અદા કરવી. નહીંતો કોઇબી મસજીદમાં અસર પઢે. **બકીઅમાંની** સગલી જીયારતો કરે. ગાડી અથવા ગધાની સવારી કરી સૈયદના હમઝાની ઝીયારત

વાસતે જાએ. પહલે સૈયદના હુમજાની મસજીદમાં બે રકાત નમાઝ પઢે. તે પછી આપ ઉપર સલામ પઢે, સલામના બાદ કુબ્બાની બહાર પાનીની નેહર છે, તે નેહર પાસે ઓહદ (ની લડાઇ) ના શહીદોનુ મદફન છે, તે સઘલા શહીદો પર સલામ પઢે, તે પછી અગર બની આવે, તો ઓહદ પહાડના નજદીક જાએ, નહો તો દુરથી મનસકમાં લખેલા દોઆ પઢે.

સયદના હુમઝાથી વલતા જમની બાજુમાં એક પહાડ છે, તેના ઉપર મસજીદુર રાયત નામની એક મસજીદ છે, તે મસજીદમાં બે રકાત નમાઝ પઢે, પહાડના પછવાડે મસજીદુલ ફતહમાં જાએ, અને બે રકાત નમાઝ પઢે, અને દોઆ પઢે. તે બાદ શહેરની તરફ વલે; મીસરી દરવાઝાના બહાર મસજીદુલ સકયાછે તેમાં બે રકાત નમાઝ પડે, અને દોઆ પડે, આ સગલી મસજીદોમાં નમાઝ

પઢતા અસરની નમાઝનું વખત આખીર થઇ જાશે. અને જો વખત મલે તો નબીસાહેબની મશજીદમાં આવી તે નમાઝે અસર પઢે, આ મોસલ સગલી નમાઝ પડે, ઝીયારતોને અદા કરે, અને મદીનએ મુનવ્વરામાં કોઇ જીયારતને બાકી ન રાખે તો એહુનેજ એક મદીનો કીધુ એમ કહેવાય છે.

## મદીનએ મુનવ્વરાથી મક્કા શરીફ

પણ જે સાહેબો પહેલે સ્વેજને રસ્તે થઇ મક્કા શરીફ હજ વ.સ્તે જાએ મદીનાથી ફારેગ થઇ ત્યારે મદીનાથી ૬ માઇલના ફાસેલાપર મસજીદુશશજરા યાને બીરેઅલી છે. એ મસજીદમાંથી હજ અથવા ઉમરાનું એહરામ બાંધે જો કોઇ તરેહની અડચણ હોય તો યંબુથી નીકલા બાદ ઇસ્ટીમરવાલો સીટી દે છે, વહાંથી એહરામ બાંધવું. જે ઠેકાણે ઇસ્ટીમરવાલો કપતાન સીટી

હેછે વહાંથી રાબકનુ મુકાબેલા છે અને રાબકુ જહફાનું મુકાબેલ છે જે હજનું મીકાત છે.

## મદીનએ મુનવરાથી શામ.

(૩ા દીવસનો રસતો છે.)

મદીના મુનવરથી શામ જાવાને માટે રેલવે ટ્રેન મળે છે અને શામથી રવાના થયા પછી બીજે દીવસે સવારમાં તબુકની અંદર કોરનટાઇન છે તે કોરનટાઇનમાં પાંચ દીવસ રહેવું પડે છે. ત્યાં તંબુ મારેલા છે. તે માટે નવ દીવસ ચાલે તેટલો ખોરાક મદીનાથી જરૂર લઇ લેવો કારણ કે આ કોરનટાઇનની અંદર ખાવા પીવાનો ખોરાક ઘણોજ મોંઘો મળે છે. આએ કોરાનટાઇનના તંબુમાં શરદીનો ભાગ વધારે છે માટે નીચે બીછાવા શારૂ કંતાન જાડું લેવું અને કપરાં ગરમ પણ શાથે રાખવા ખરચવાને વાશતે છુટા કુરૂશ લેવાં.

ફોરનટાઇનમાંથી નીકળ્યા પછી શામ (હીમાસ્ક) રેલવેમાં ત્રીજે દીવશે પહોંચાય છે. ત્યાં સ્ટેશન ઉપર હોટલના માણુસો મુસાફરોને ઢુંડતા આવેછે પણુ બધી હોટલો કરતાં મહીનાએ મુનવરા હોટલ ઠીક છે તે હોટલમાં એક માણુસન દીઢ રોજ એકના દશ આના લેછે. તેને ત્યાં ચાર ફ્રુરૂસ કહે છે. અને સુવાના વાસ્તે માણુસ દીઠ પલંગ ઉપલા ભાડામાંજ આપેછે.

આ હોટલની બાજુ બજારમાં ખાવા પીવા માટે બીજી તૈયાર હોટલોછે. તથા હાથે પકાવીને જમવું હોયતો પણુ બધી ચીજ આએ હોટલની બાજુમાંથી મળે છે.

આજ શેહર શામ એટલે દમીસકમાં એક શીદી અરબ અબદુલા નામે રહેછે તે તમારી સાથે બધી જીયારતોથી તમોને વાકેફ કરશે તથા

સઘળી ચીજોનું બંદોબસ્ત કરી આપશે માણુસ દીઠ રૂ. ૦ાા થી (તમારી ખુશીમુજબ)

શામમાં મસજીદે ઉમવી નામની એક મસજીદ છે, આ મશજીદમાં મોલાના યહયા બીન જકરીઆ નબીની મઝારેઆલી છે, જીયારત કરી શહેરમાં બહાર નીકલતાં, જમની બાજુના મકાનમાં મોલાના અલીઝેનુલઆબેદીનનું કેદખાનું છે, અને તેની બાજુમાં મોલાનલ હુસેન (અ.)નું મ.શુ મુબારક મુકવામાં આવ્યું હતું તે જગ્યા ઉપર જરીન ગેલાફ છે. શહેરના બહાર ઘોડાગાડીમાં ત્રણ કલાકના રસ્તે મોલાતના ઝેનબ બીનતે અલી (સ. અ.) તે મોલાના હુસેન (અ.) ના બહેન સાહેબનું આલીશાન કુબ્બો લીલા રંગનો છે. શેહરથી બહાર જતાં, મોલાતના જેનબની જીયારત કરવાં જતાં મોલાના અલી બીન કઆબ રસુલુલ્લાહના સહાબીની કબર છે, અને સ્ટેશનથી થોડી દુરપર

મોલાના હેહુયતુલકલબીની કબર છે. આ કબરપર કુબ્બો અને ગીલાફ નથી, સાદી કબર છે, થોડી દુર છેટે. મોલાના સઈદ બીન વકકાસ રસુલ્લાહના સહાબીની કબર છે. મોલાના હુશેનના માથા મુબારક પાશે ખુધામ બેશો છે તેને તમારા ગજા પરમાને બખશીશ આપવી.

શામની ઝમીન તમામ ફુલફુલ અને મેવા-ઓથી ભરેલી છે, કારણ કે ત્યાં પાણીની નેહરો ઘણી છે, પાણી સાફ અને ઘણુંજ મીઠું છે. ત્યાંના ગાડીવાલાઓ તથા દલાલો બે અસલ ચીજો દેખા-ડવા સારૂં તમોને લઇ જશે, અગર સેર કરવું મંજુર હોય તો ખેર, નહી તો મફત તમારા પૈસાની ખરાબી કરાવશે.

શામના કબરસ્તાનમાં અહલુલ બૈતની જે કબરો છે તેની વીગતઃ—

મોલાના અબદુલ્લા બીન જાફરૂસસાદીક (અ.)

મોલાતના ઉમ્મે કુલસુમ બીંનતે અલી (અ)
,, સકીના બીનતે હુસેન (અ.)
અને આજ કબરસ્તાનમાં કરબલાના શહીદોના માથાઓ મુકાવામાં આવ્યા હતા, હમણા તે જગ્યા પર એક અલીશાન કુબ્બો છે. આજ કબરસ્તાનમાં અબદુલા બીન મકતુમની કબર છે. આ કબરસ્તાનમાં મોઆવ્યાનો પણ એક જગ્યાપર કુબ્બો છે. અને આજ કબરસ્તાનની બહાર એક ખુણામાં લઇન યઝીદની કબર છે જેણીના ઉપર દર વખત પથરાઓનો વરસાદ વરસે છે. દરેક જનાર માણસ લાનત કહી પથ્થર મારીને જાએ છે. ખુદાત.આલાની લાનત એ મલઉન પર.

હવે અહયાંથી બે રાસ્તાઓ છે એક તે તમોને શામથી સીધા હલબથી બગદાદથી

કુરઅલા જેનું બ્યાન ૭૨ માં પાને જુઓ, અને જો બઇતુલ મુકદસ અને મીસરની જીયારતો કરવી હોએ તો નીચે લખા પ્રમાણે જજો.

**શામથી યાફા અને યાફાથી બૈતુલ મુકદસ**

**શામથી** ફારેગ થઇ પાછા **બેરૂત** આવી બેરૂતથી આગબોટમાં બેસી યાફા બંદરપર આવવું. અને હોટલમાં ઉતારો લેવો અને તમારો વધારાનો શામાન હોટલમાં રાખી બેતુલમુકદશની ગાડી દરરોજ ૨) જાએ છે તમોને સ્વલ પરે તેવી રીતે જવું. હોટલનુ રોજનુ રૂ. ા થી ૦.।= ખરચ થાશે. મગરીબ બાદ બઇતુલમુકદસ પહોંચવું થશે. સ્ટેશનપર દલાલો મલશે, અગર જબાન યાદ ન હોય તો એક દલાલને સાથે લઇ એક હોટલમાં ઉતારો લેવો. અને હોટલમાં ઊતરવા કરતાં હીંદી શરા તુરકી શરકાર તરફથી બનાવેલ છે તે મશજીદે અકશાની નજીકમાં છે ત્યાં ઉતરવું ત્યાં પન શરદ્દોનો ભાગ

છે. માટે નીચે બીછાવા શારૂ તથા કપરા ગરમનો બંદોબશ રાખવો એ દલાલ તમને તમામ જગ્યાની જીયારતો કરાવશે.

બૈતુલ મુકદ્દસમાં સખરતુલલાહકે જે આગલા નબીઓનું કીબલા હતું-તે સખરા પર આલીશાન કુબ્બો છે-આજ સખરાથી લાગતા બીજા નબીઓનું મહેરાબ છે, અપના નબી મોહમ્મદ રસુલલ્લાહ સાહેબનું મેરાજે મુબારક અહયાંથીજ થયું હતું. સખરતુલ્લાહની નીચે, બીરૂલઅરવાહ નામની એક વાવ (કુંવો) છે તે હુમણા પુરી નાંખવામાં આવી છે. ત્યાં ખીઝર નબી અને સુલેમાન નબી અને દાઉદ નબી (અ૦) નો મેહરાબ છે. બહાર નીકલતાં દાઉદ નબી (આ૦) નો કોરટ (દરબાર) છે આ કુબાના સામે એક આલીશાન મસજીદ છે. મેહરાબની જમની બાજુ ઇસા, મુસા ( આ૦ ) ની મેહરાબો છે. આ મસજીદના નીચે કદીમ એટલે

પુરાના વખતની મસજીદ છે. આ નીચેની પુરાની મસજીદની દીવારમાં મોલાના મુસા નબી (અ૦) ના બેફ્રરજંદો મોલાના શબર વ શબીર ના મઝારો છે. તેજ સેહનના એક ખુણામાં નીચે ઉતરતાં મોલાના ઇસા નબી (અ૦) નું પાલણું છે. અને બીજા ખુણામાં મોલાના સુલેમાન બીન દાઉદ નબીની કબર છે. અને શેહરમાં મોલાના દાઉદ નબીનું મઝાર આલીશાન છે. અને મોલાના ઇસા નબી રૂહીલ્લાહનું ગીરજાભી શેહેરમાંજ છે-અંદર જવાની કોઇ તરેહની મનાયત નથી. અને શેહરના બહાર મોલાતના મરયમ (અ૦) તે મોલાના ઇસા નબીના માં સાહેબનું મઝાર છે. આ બેવે મઝારો પર પાદરીઓ રાતદીન મુશક વગેરે બાલે છે. અને ઈનજીલની તીલાવત કરે છે–મોલાતના મરયમની જીયારત કરી ઉપર જતાં મોલાંના ઉઝેર નબીની જીયારત છે–હુજી પહાડપર ઉપર ચઢતા એકદમ બલંદીપર મોલાના

ઇસા નબીના કદમ મુબારકનું અસર છે–એમ કહેવામાં આવે છે કે હજરત ઇસા નબી, આપ પોતાના અસહાબોથી મલી, વાતચીત કરી, આસમાન પર ચઢી ગયા છે.

## બૈતુલ મુકદસથી ખલીલુલ રહેમાન

બૈતુલ મુકદ્દસથી ૧૮ મૈલ દુર ખલીલુર રહેમાન નામે એક શેહર છે, એ શેહરમાં મોલાના ઇબરાહીમ નબી ખલીલુલાહ અને મોલાના ઇસહાક નબી બીન ઇબરાહીમ અને મોલાના યાકુબ બીન ઇસહાક, અને મોલાતના સારા અને મોલાતના રૂકફાના મઝારો છે. અને મોલાના યુસુફના હાડકાઓ પણ યહાં દફન છે.

ખલીલલુર રહેમાન શેહરથી ત્રણ કલાકના રસ્તા પર મોલાના લુત નબીનું મઝાર છે. ખલીલુર રહમાન શહેર જતાં, રસતામાં જમણી બાજુની સડક ઉપર મોલાના યુસુફ (અ૦) ના માં સાહેબાનું

મઝાર છે. અને ત્યાંજ એક શેહર છે. તે શેહરનું નામ બેતુલ લહેમ છે, મોલાતના મરયમે મોલાના ઇસા નબીને અહીયાંજ જન્મયાં હતાં. ખજુરીનું ઝાડ અને આપના જનમની જગ્યા ઉપર આલીશાન કુબ્બો છે. આપના પાલણાના આસાર એટલે નીશાનીઓ પણ મોજુદ છે. બૈતુલ મુકદ્દસ અને યાફા થી અસકુલાન અને ગુજજા જવાનો રસ્તો છે. અસ્કુલાનમાં મોલાનલ હુસેન (અ૦) ના માથા મુબારક ઉપર આલીશાન કુબ્બો બનાવામાં આવ્યો છે.

અને ગુજજામાં મોલાના હાશમ બીન અબદે મનાફનું મઝાર છે.

## યાફાથી પોર્ટ સઇદ થતાં સ્વેઝ (મીસર માટે)

હવે બેતુલ મુકદ્દસથી પાછા યાફા આવી, અને યાફાથી આગબોટમાં સવાર થઇ પોર્ટ સઇદ આવવું અને પોર્ટ સઇદથી આગગાડીમાં મીશર જવાં

માટે નીકળવું. મીશરની ગાડી હરરોજ ૨) જાએ છે અને ત્યાં ઇસ્ટેશન ઉપર ઉતરા પછી તમોને ઇન્ટર પીનટર મળશે અને પોતાની હોટલ છે એમ કહેશે પણ તે વાત ઉપર તમારે ધીઆન આપવું નઇ. આપનો શામાન લઇ ગારીઓમાં બેશી શએદે હુશેન પાશે જાવું અને શામાન ગારીઓમાજ રાખી હોટલ જોવા જાવું કારણ જયા ઘની હોટલો છે તમોને પસંદ આવે તે હોટલમાં ઠરાવ કરી પછી શામાન મુકાવજો હોટલમાં રેવાનું પલંગ તલાઇ શાથે હર માણુસે આપશે તેનુ ભારૂ રોજનુ ૦॥= થી ૦॥।૦॥ લેશે.

## મીસરમાં જીયારતો કરવાની જગ્યા

મીસરમાં મોનાનલ હુસેનના માથા મુબારકની જીયારત છે, મોલાતના જેનબ અને મોલાતના ઉમે કુલસુમ અને મોલાતના રૂકૈય્યા અને મોલાતના સુકીના અને મોલાતના સુગરા અને મોલાતના

ફાતેમ તીન નબવીઆની જીયારતો છે. એ સઘલા સાહેબો અહલે બએતમાંથી છે.

૨. જામએ અઝહર મોલાના કાએદુલ જઓહરની બનાવેલી એક આલીશાન અને વસી મસજીદ છે, તે મસજીદની જમણી બાજુમાં, દશારએ બાતીનીઆ નામનો એક મહોલ્લો છે, એ મહોલ્લામાં જતાં જમણી બાજુની નાની ગલીમાં હીસાનીલ મુસલી નામે ગલીમાં આગે જતાં મોલાના બીનયામીન તે મોલાના યુસુફના બીજા ભાઈની કબર છે. આ સાહેબની જીયારત કીધા પછી આગે ૪૦ નંબરવાલા એક ઘરમા મોલાના મોહમ્મદ બીન અબુ બકરનું મઝારછે, આ સાહેબની જીયારત બારીમાંથીજ થાએ છે.

જામએ અઝહરની કીબલારૂખની ગલીમાં આગે જતાં, પાણીનો એક સરકારી નલ છે, ત્યાંજ એક ઘરમાં મોલાના કાએદુલ જઓહરની કબર

છે, આ કબર ઉપર એક ખોખાની નીશાન છે.

અને ત્યાંથી રેલવેમાં જવાઇએ છે અને ત્યાંથી પછો ગધાઉપર બેશી છે માલેકુલ ઉશાતરની જીયારત વાસ્તે જવાએ છે. આપ એટલે મોલાના માલેકુલ ઉશતર મીસરમાં સઈયદુલ આજમના નામથી મશહુર છે.

૩. મોહુમ્મદઅલી બાશાની એક બે મીસ્લ જામે મસજીદ છે, મીસરની જામે મશાજીદોમાં આ મસજીદ એકજ છે, તે જોવા તથા તારીફ લાએક છે; દુર દુરથી આ મશજીદ જોવા માટે દરેક કોમના માણુસો ત્યાં આવે છે. આએ મસજીદના પછવાડેના ભાગમાં એક વાવ ( કુવો ) છે; આ વાવ ઘણીજ અંધારી છે, દીવાની રોશનીથી નીચે ઉતારાય છે, આ વાવના તલીયાના એક ખુણામાં એક કબર છે, મીસરના લોકો કહે છે કે આ કબર મોલાતના ઝુલેખાની છે અને એજ વાવમાં મોલા

ના યુસુફ નબી કેદ થયા હતા. મોલાના હાકીમ બીલ્લાહુની જામે મસજીદબી જોવા લાએક છે આ મસજીદ તરફ જતાં પહેલાં જામેઉલ અકમંર મીલેછે. આ મસજીદમાં મોલાના મોઇઝ (સ૦ અ૦) જુમઆ વાસતે પધારતા હુતા. મોલાના હાકીમનાં મસજીદ બાબુન નસરની નજદીક છે. આ મસજીદમાં જતા ડાબી બાજુએ મોલાના બહરીલ જમાલીનુ' આલીશાન મઝાર છે.

મીસરમાં જોવા લાએક ઘણી ચીજો છે. ત્યાંની જુનામાં જુની બીના, નુહ (અ૦)ના તુફાન પેહલાંની અરાહમે મીશ્ર ( Pyramids of Egypt )છે જીઝામાં અજાએબખાનાઓ છે. દારૂલ આસારૂલ મીસરીયાના મકાનમાં મીસરનો તમામ જુનામાં જુનો સામાન બાદશાહોના જમાનાનો ભેગો કીધેલો છે અને એક અજાએબખાનુ' છે કે જેમાં તમામ આગેના ફીરઓનના લાશાઓ આબાદ પડેલા છે,

આ મુરદાઓ ૫,૦૦૦ થી ૬,૦૦૦ વરસના કફન સાથે અહીયાં મોજુદ છે. અને તે લોકના જમાનાની કારીગરીઓ અને અજાએબ આસરો જમા કરવામાં આવી છે તે ચીજો હકીકતમાં જોવા લાએક છે.

શેહરના બહાર એક મુજાવરી નામે જોવા લાયક મકાન છે, એ મહેલ એકદમ પહાડની ટોંચ ઉપર છે, આગલના જમાનાના અકલમંદોનો કારીગરોનું આ ખરેખર નમુનો છે. પહાડને ખોદી થાંભલા વગર, એક ઇમારત તઇયાર કીધી છે, આ પહાડમાં બાદશાહો અને ઉલમાઓની ઘણી કબરો છે અને મીસરીઓ એમ પણ કહે છે કે અહીયાં ઘણી ખરી બાનુ ફાતેમાની કબરો છે.

## મીસરથી અસકંદરીઆ.

મીસરથી અસકંદરીઆ પણ રેલ ગાડીમાંજ જવાય છે જે ફકત ૬ કલાકનો રસ્તો છે. અસ-

કંદરીઆ પહોંચ્યા પછી, દરેક જગ્યા જ્યાં પણ જવું હોય ઘોડા ગાડીમાં અથવા બીજી કોઇ સવારીપર, મજુરી ઠેરાવ્યા વીના જવું નહી. એક વખતના ઠેરાવ પર ભરોસો રાખવો નહી, સારી રીતે ઠરાવ્યા પછી કામ કરવું. નહી તો મંજલ એટલે ઉતારાપર પહોંચ્યા પછી બદલી જશે. અસકંદરીઆના સ્ટેશનપર તમોને દલાલ મલશે ને હોટલમાં ઠરાવ કરી ઉતારો લેવો ત્યાંપણ રૂ. ૦॥= થી ૦॥। લેશે. પછી ઘોડા ગાડી કરી લુકમાન હકીમ અને સીકંદર ઝુલકરનેન અને દાનીયાલ (અ૦) નબીની જીયારત કરવા જવું. (બીજા રોઝાઓ પણ છે, જે અવામ લોકોના છે.) જીયારતથી ફારેગ થયા પછી શેહેર જોવા જવું. મીસર કરતાં અસકંદરીયા સફાઇમાં વધે છે.

અસકંદરીઆથી ૧ કલાકના રસ્તાપર, હવા આવા જવા માટે એક જજલા નામનો જગ્યા છે,

ઘણીજ રોનકદાર છે, વહાંબી એક હોટલ છે, અકસર લોકો સાંજનો વખતે ત્યાં ફરવા જાય છે.

## અંસકંદરીઆથી બેરૂતથી શામથી હલબથી બગદાદથી કરબલા.

અસકંદરીઆથી બેરૂત જવાને આગબોટ મલે છે, તો બેરૂતમાં ઉતરી, બેરૂતથી ફજરના ૬ વાગે ત્રેન જાએ છે.

## શામથી હલબ

હવે શામથી જે સાહેબોને હલબ જવું હોએ તેઓને આગગાડીમાં ૧૮ કલાકની મુશાફરી કરવી પડશે. એટલે શામથી રાતના અગીઆર વાગે ગાડીમાં બેસી બીજે દીવસે સાંજે પાંચ વાગે હલબ જવા થછે. ને હલબમાં આપણા લાયક અને શારૂ મકાન હોટલે બગદાદ નામની એક હોટલ છે. ત્યાં એક માણુસ દીઠ રોજના આઠ આના લેછે. તો તે નકી બંદોબસ્ત કીધા પછી હોટલમાં ઉતરવું.

હલબથી બગદાદ સફર કરનાર સાહેબોની અંદર કોઇબી એક સાહેબને અરબી ભાષા આવડવી જોઇએ ને કદાચ અરબી ભાષા ન આવડતી હોય તો થોડું ઘણુ ઇંગ્રેજી આવડવું જોઇએ. આ બે ભાષામાંથી કોઇબી એક ભાષા અરબી અથવા ઇંગ્રેજી આવડતી હશે તો હરેક ચીજના વાસતે ઘણું સવળ પડશે. અને જે વખતે મુંબઇથી ઉપડો ત્યારે હલબને રસતે થઇને કરબલા જાવું હોય અથવા કરબલા થઇને હલબ જાવું હોય તો મુંબઇથી પાસ પોરટ લઇ લેવી તે પાસ પોરટ એક નોટની માફક સંભાલવી કેમકે અંગરેજી પાસ પોરટથી હરેક ઠેકાણે માન તથા ઇજ્જત મળે છે.

હલબ પોંચ્યા પછી તમે અરબી ન જાણુતા હો તો ઇંગરેજી કોનસીલ ત્યાં છે. તેની સાથે ઇંગલીસમાં વાતચીત કરી ગાડી વગેરેનો બંદોબસત કરવો. તે વખતે તમો અમારી નીચે દરશાવેલી

મંજીલો ઉપર બરાબર પુરતું સ્થાન આપવું, તે પ્રમાણે ગાડીવાળા સાથે કરાર કરવો. એક ગાડીની અંદર ત્રણથી ચાર માણુસ બેસે છે. પણ ત્રણ માણુસ ઘણી રાહતથી બેસેછે. પછવાડે થોડો ઘણો સામાન બાંધી લેછે. એક ગાડીનુ ભાડુ ૧૧) બગી આરથી ચૌદ લેરા ખરચ થાય છે.

એક ગાડી હોયતો ઠીક છે ને તેથી વધારે હોય તો પણ ગાડીવાળા સાથે ઠેરાવ કરવો કે કોઇબી મંજીલના ઉપર અમો ગાડી બદલસુ નહીં ને સામાન ફેરવસું નહીં. જે ગાડીમાં જે જે માણુસો હલબથી બેઠા હોય તેજ માણુસોએ તેજ ગાડીમાં બગદાદ સુધી જાવું ને સામાન ગાડી વાળાને હલબમાંજ બતાવવો.

## મંજીલ (૧) દરીઆફત

આએ મંજીલ સારીછે. ને ત્યાં માણુસ દીઠ

ચારથી છ આના રાત સુવાના લે છે. ત્યાં ખેરાકની બધી ચીજો મળેછે.

મંજીલ (૨) શાબા

આએ મંજીલમાં પણ રાતના સુંવાના ચારથી છ આના લે છે ને ત્યાં ખોરાકની બધી ચીજ મળેછે

મંજીલ (૩) મંજીલે હમામ.

આએ મંજીલમાં કાંઇ ચીજ મળતી નથી

મંજીલ (૪) સબખા

આએ મંજીલમાં બધી ચીજ મળેછે, ને માંણુસ દીઠ રાતના સુવાના બેઆના આપવા પડેછે.

મંજીલ (૫) ટીબની

આએ મંજીલમાં કોઇબી ચીજ મળતી નથી ને રાતના રેહેવાના બેઆના આપવા પડે છે.

મંજીલ (૬) દ્રેજર

આએ મંજીલમાં મોટું ગામ હલબ જેવડું

છે. ને ત્યાં ગાડીવાળા એક બે દીવસ આસાએશ લેવા માટે કરીને રાખી મુકેછે માટે જે વખત હુલબથી ગાડી કરો તે વખતે તેની સાથે આએ દ્રેજર મંજીલની વાત કરવી. કે અમે દ્રેજર મંજીલની અંદર એક દહાડો પણ ખોટી થાસું નહીં. ને આએ મંજીલમાંથી જે કાંઇ ખાવાની ચીજ તમારી પાસેથી ઓછી થઈ હોય તે લઇ લેવી કેમકે ત્યાં સસતી મળે છે. આએ મંજીલમાં માણુસ દીઠ બે આના આપવા પડે છે.

## મંજીલ (૭) મઆરીન

આએ મંજીલમાં માણુસ દીઠ બે આના આપવા પડે છે. ને બધી ચીજ મળે છે.

## મજીલ (૮) સાલેહીએ

આએ મંજીલમાં કાંઇબી ચીજ મળતી નથી

## મંજીલ (૯) અબુકમાલ

આએ મંજીલમાં કાંઇબી ચીજ મળતી નથી

## મંજીલ (૧૦) કાયમ

આએ મંજીલ ઉતરવાને વાસતે કરીને ઘણી ખરાબ છે. પણ તમારી સાથે બીજા કોઇબી લોકોની ગાડીઓ હોય તો તે મંજીલ પહોંચવા અગાઉ થોડે દુરથી સઉથી પહેલાં અપની ગાડી ત્યાં દોડાવી કેમ કે ત્યાં એક બે કોટડીઓ સારી છે. તે સૌથી પહેલાં જઇને લઇ લેવી. આએ મંજીલમાં માણુસ દીઠ બે આના આપવા પડેછે.

## મંજીલ (૧૧) મંજીલે અના

આએ મંજીલમાં મોટું શેહેર છે. માણુસ દીઠ ચાર આના આપવા પડે છે. ને બધી ચીજ મળે છે.

## (૧૨) ફામી

આએ મંજીલ ઘણી ખરાબછે. કોઇ ચીજ ખાવાપીવાની મળતી નથી તેમજ ઉતરવાને વાસતે સારી કોટડીઓ પણ મળતી નથી. છેવટે મળેછે

તો ઘોડા બાંધવાનું ઠાણુ મળેછે તો તેથો હલબથી તમે જે વખતે ગાડી કરો તે વખતે તમે ગાડીવાળા સાથે ઠેરાવ કરવો કે હુમો "અના" થી "હડીસા" મુકામ કરસું પણુ "અના" થી "ફામો" મંજલ કરસું નહીં.

## મંજીલ (૧૩) હડીસા.

આએ મંજીલમાં બધી ચીજ મળે છે. તે માણુસ દીઢ રેહેવાના બે આના આપવા પડે છે.

## મંજીલ (૧૪) મંજીલે અગદાદી.

આએ મંજીલમાં કોઇબી ચીજ મલતી નથી આએ મંજીલ બીજી ખરાબ મંજીલો કરતાં જરા ઠીક છે. માણુસ દીઢ બે આના આપવા પડે છે.

## મંજીલ (૧૫) હીટ.

આએ મંજીલ ઘણી સારી છે તે ખાવા પીવાની બધી સારી ચીજો મળે છે. આએ મંજીલમાં માણુસ દીઠ બે આના આપવા પડે છે.

## મંજીલ (૧૬) રૂમાદી

આએ મંજીલ ઘણી સરસ છે તે એક મોટુ શેહેરછે. અહીંથી બગદાદ ફેજે હુસેની ઉપર તાર કરવો હોય તો તમે આએ મંજીલમાં જે જગાએ ઉતરશો તેની બાજુમાં તાર હાફીસ છે ત્યાં જઇ તાર કરવો. આએ મંજીલમાં બધી ચીજ મળે છે. માણસ દીઠ રેવાના ચાર આના લેછે.

## મંજીલ (૧૭) ફેલુની

આએ મંજીલમાં બધી ચીજ મળે છે એક મોટું શેહેર છે માણસ દીઠ રહેવાના ચાર આના આપવા પડે છે.

## મંજીલ (૧૮) બગદાદ

આએ મંજીલમાં ફેજે હુસેની ના મકાનમાં જઇને ઉતરવું અને ફેજે હુસેનીના માણસને તમારી આવવાની ખબર ન હોય તો જે ગાડી કરણલા

જાય છે તો રસ્તેથી તમને લઇ જસે, થોડેક આગળ ચાલતાં મોટો દરવાજો આવે છે તેની અંદર અનાજની વખારો છે ત્યાં આગળ તમારે ઉતરી જવું જો તમે ત્યાં નહી ઉતરો તો પુલ ઉપર તે ગાડીવાળો તમને લઇ જસે તો પુલ ઉપર લઇજવાનું ભાડુ આપવું પડસે ને પુલ ઉપરથી શામાન ફેરજે હુસેનીમાં લાવવાને તકલીફ પડસે માટે તે દાણાનાં વખારો છે ત્યાં ઉતરી જવું.

મદીનાથી અથવા તો શામથી કરબલા જાવું હોયતો ત્યાં ચલણ નાણુ તુરકીનું લઇ લેવું તેની વીગત નીચે મુજબ

૧ લેરો તેને ઉશમલી ગીની કહે છે. તે વટાવવાથી પાા મજીદી આવેછે. તેમાં કોઇ વખતે ઓછું કરે છે ત્યારે ૧ાા કુરૂસ ઓછું આપેછે.

કુરૂસ એ સું છે તેની વીગત નીચે મુજબ

૧ કુરૂસ = આપણે મુંબઇ ચલણુ બે આની જેવડી આવે છે.

૧ લેરા અથવા ઉશમલી ગીનીના બધા કુરૂસ લેશો તો ૧૧૦) કુરૂસ આવસે.

૧ હુલેલો = મુંબઇ ચલણુના બે દોડીયા.

૧ કુરૂસના હુલેલા ૪ આવેછે.

૧ મજીદી = ૨॥ રૂપીઆ મુંબઇ ચલણુ.

મુંબઇની ૧ ગીની વટાવસો તો ૬ મજીદી આવસે માટે ઉપરના ચલણુ ઉપર બરાબર ધ્યાન રાખી ગીનીઓ વટાવવી.

મુંબઇની ૧ ગીનીના કુરૂસ ૧૨૦) મલસે ને કોઇ વખત બે થી ચાર કુરૂસ ઓછા આપે છે પણુ તેથી વધારે ઓછા લેવા નહીં.

૦॥ મજીદી = મુંબઇ ચલણુનો રૂા ૧।

૦। મજીદી = મુંબઇ ચલણુ રૂા ૦॥≈

મદીનાથી શામ આવ્યા પછી શામથી તમને કરબલા જવું હોય તો માણસ દીઠ ૧ ગીની અથવા ઉશમલી ગીની અથવા લેરાના કુરૂસ લઇ લેવા તે શીવાય બીજું કોઇપણ ચલણ કુરૂસ વીના સાથે લેવું નહીં અને લેશે તો ઘણું નુકસાન આવશે માટે કુરૂસ લેવાને તે સાથે દશ પંદર રૂા. ના હલેલા પણ સાથે લઇ લેવા.

૧ કુરૂસ = મુંબઇની ૧ બે આની જેવડું ચલણ.

૨ કુરૂસ = મુંબઇની ૧ પાવલી જેવડું ચલણ.

ઉપર જણાવ્યા મુજબ ૧ ગીની અથવા ઉશમલી લેરાના કુરૂસ લો તો ૧ કુરૂસ અથવા બે કુરૂસ લો પણ તેથી મોટું ચલણ લેવું નહીં.

મુંબઇથી મકાશરીફ ને મકાશરીફથી મદીના ને મદીનાથી શામ ને શામથી હલબ ને હલબથી બગદાદ પહોંચ્યા ત્યાં સુધી બે માણસનું ખરચ સું આવે છે, તે અમે નીચે જણાવીએ છીએ.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| મુંબઇથી જીદા સુધીની સ્ટીમરની થડ કલાસની ટીકીટના | ૧૨૦ | ૦ | ૦ |
| જીદાથી મકાશરીફ જવા માટે ૧ શુગદુફ વેચાતુ લેવાના | ૮ | ૭ | ૦ |
| સુગદુફના ઉંટના ભાડાના | ૮ | ૦ | ૦ |
| માલના ઉંટ ૧ ના | ૭ | ૦ | ૦ |
| મુતવીફના | ૧૬ | ૦ | ૦ |
| જીદાથી સ્ટીમર ઉપરથી ફેજે હુસેની તલક માલ લાવવાના તથા તસકેરાના કુલે ખરચના | ૬ | ૦ | ૦ |
| જબલે આરફાતના ઉપર જવાને માટે ૧ સુગદુફ ના ઉટના ભાડાના | ૨૨ | ૦ | ૦ |
| મકામાં પંદરથી મહીનો દિવસ બે માણુસથી ચાર માણુસને રહેવાનું ઓછામાં ઓછું ભાડું | ૪૫ | ૦ | ૦ |

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| મકાથી જીદા આવવાનું સુગદુફનુ ભાડુ | ૮ | ૦ | ૦ |
| મકાથી જીદા સુધીના માલના ઉંટના ભાડાના | ૭ | ૦ | ૦ |
| મકાની અંદર દાખલો થવાનું તથા જુતી બરદારને તથા સુગદુફ રાખવાનું ભાડુ તથા માણસ ૧) ને ૭ આના આપવા પડે છે તે મળી કુલ ખરચ | ૧૦ | ૦ | ૦ |
| જીદ્દાથી રાબક જાએ અગર જીદ્દાથી યંબુ જાએ તો સ્ટીમર ની ટીકીટના | ૧૨ | ૦ | ૦ |
| યંબુમાંથી સુગદુફ વેચાતું લઇએ તેના | ૭ | ૦ | ૦ |

ઉંટના સુગદુફના ભાડાના કોઇ વખતે ૩૦ રૂા. થાયછે કોઇ વખતે રૂા. ૩૫) થાયછે ને કોઇ વખતે રૂા.

| | રૂા. | આ. | પા. |
|---|---|---|---|
| ૪૦) થાયછે પણ અમે આસરે રૂા. ૩૦ મુકીએ છીએ | ૩૦ | ૦ | ૦ |
| માલના ઉંટના ભાડાના | ૨૫ | ૦ | ૦ |
| ચંબુના બંદરથી માલ ફેજે હુસેનીની અંદર લાવવાના તથા મછવાનું ભાડું કુલે મળી | ૫ | ૦ | ૦ |
| ઉંટીઆને છ મંઝીલના બક્ષીસ | ૬ | ૦ | ૦ |
| મહીના બેથી ત્રણ વખત કરવા જવાના | ૧૦ | ૦ | ૦ |
| મહીનાના ખુદામને માણસ દીઠ રૂા. ૫ ) લેખે | ૧૦ | ૦ | ૦ |
| મહીનામાં જુતી બરદારને તથા મહીનાથી શામજવું હોયતો તેની પાસ પોરટ કરાવવાના તથા પરચુરણ ખરચના | ૫ | ૦ | ૦ |
| મહીનાથી શામની રેલવે ટીકીટના | | | |

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| તથા કરંટીના મળીને ઉશમલી ગીની ૮ દર રૂા. ૧૩) લેખેના રૂા. ૧૦૪) | ૧૦૪ | ૦ | ૦ |
| શામમાં જેનબ અલેહીસલામની જારત કરવા જવાના તથા ગાડી ભાડાના તથા બીજી જારતો કરવાના તથા બક્ષીસ આપવાના મલીને | ૧૩ | ૦ | ૮ |
| શામની અંદર રેહેવાના હોટલના ભાડાના એક દીવસના રૂા. ૧। | ૫ | ૦ | ૦ |
| શામથી હલબ જવાની રેલવે ટીકીટના ૧ માણુસના રૂા૧૦) લેખેના રૂા૨૦) | ૨૦ | ૦ | ૦ |
| તે સાથે સામાન વધારે હશે તે બ્રેકમાં નાખશો તો રૂા ૪) | ૪ | ૦ | ૦ |
| હલબના સ્ટેશનથી બગદાદ હોટલમાં જવાનું ગાડી ભાડું તથા હોટલમાં એકાદ દીવસ રેહશો તે મલીને | ૬ | ૦ | ૦ |

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| હલબથી બગદાદ સુધીના ગાડી ભાડાના બે માણુસના સામાન ના લેરા ૧૩ નાં આસરે દર રૂા લેખે ૧૩ાા | ૧૭૫ | ૮ | ૦ |
| હલબથી બગદાદ જતાં રસ્તામાં મથકો ઉપર રાતના રહેવાના ખરચના | ૧૦ | ૦ | ૦ |
| હમારા વીચાર મુજબ ખોરાકી ખરચના માણુસ બેના મુંબઇથી રવાના થઇ મકા મદીના શામ હલબ ને બગદાદ સુધીના ખરચના અમારા હીસાબ ઉપરથી રૂા. | ૫૦૦ | ૦ | ૦ |
| | ૧૨૭૪-૮-૦ | | |
| શામ બેતુલ મુકદસથી મીસર સીકંદરઆ ફરીને પ.છા હલબ જાસો તો એક માણુસને રૂા. ખરચ રૂા. ૭૫ થાશે | ૭૫ | ૦ | ૦ |

કુરબલાથી બગદાદ બશરા થઇને પાછા
મુંબઇ આવવાનું ખરચ આસરે
બે માણુસનું રૂા. ૧૦૦ ૦ ૦

## બેરૂતમા જ્યારત યહયા નબીના હાથ મુબારકની છે.

શામથી બેરૂત જવાનું ખરચ રેલવે ટીકટ ૨ ના રૂા. ૫) હોટલનું ભારૂં દીવસ ૧ ના રૂા. ૧। અને હોટલો રેલવે ઇસ્ટેશનના બાજુમાં છે ત્યાંથી યાફા જવાનું ઇસ્ટીમરની ટીકીટના રૂા. ૨॥ છે.

યાફામાં ઉતરવાનું હોટલમાં તેના રોજના ०॥ થી ०॥= લેશે અને મજુરી એટલે ઇસ્ટીમર ઉપરથી ઉતારી યાફામાં હોટલમાં રાખી, બેતુલ મુકદશ જાવા માટે ઇસ્ટેશન ઉપર પોચારશે અને પાછા ત્યાંથી આવશો એટલે તે લોકો સામાન લઇ હોટલમાં પાછા ઉતારશે અને પાછા ઇસ્ટીમરમાં

બેશાડશે ત્યાં સુધીના માણુસ ૨ ના રૂા. ૫) ખરચ થાસે. બેતુલ મુકદસની ટીકટના રૂા. ૩)= છે.

## બેતુલ મુકદશામાં ખરચ

ગાડીમાં માણુસ ૪ બેશાડશે અને જારત બધી કરશે। એટલે આખી ગાડીનું ભારૂ રૂા. ૧૫) થાશે, ખલીલુલ રેમાન જાશે। તે। ગાડીવાલે। સ્વારનાં ૬ વાગાની અંદર લઈ જાશે।, અને જ્યારત કરી રાતના ૮ વાગા શુદ્ધીમાં પાછાં લાવી મુકશે, અને ગાડીમાં માણુશ ૪ બેશારશે તેનુ આવા જાવાનું ગાડી ભારૂ આખી ગાડીના રૂા. ૧૨ થી ૧૫ થાશે.

અગર કોઇને રાત ત્યાં રહેવાને। વીચાર હશે તે। ત્યાંપણુ ઉતરવા માટે હોટલે। માનશ દીઠ ાથી ાર લેશે પણુ ગાડીવાલાથી આગલથી બોલી કરવી જોઇએ.

બેતુલ મુકદશાનાં ઇસ્ટેશનથી ગામમાં જવાંમાટે ગાડી દીઠ રૂા. ૨) થી ૩) ખરચ થાએ છે.

પાછાં યાફાં આવી પોરટશાઇદ આવશે। તેની ટીકટના રૂા. ૨ાા એક માનશના થાશે. પોરટશાઇદમાં

તુમારો શામાન તપાશશે તેમા જકાત જેવું હશે તો જકાત આપવી જોઇશે પણ તે માલ જો કસ્ટમમાજ શાખશો તો જકાત આપવી પડશે નઇ અને જે શામાન તમે શાખશો તેની રશીદ તમોને આપશે.

ત્યા ઇસ્ટીમરપરથી ઉતરતી વખતે શામાનનો ઠરાવ કરીને ઊતરવું કારણ ત્યાના માણુશો ફરી જશે, પોરટ સાઇદમાં ઉતરી પછી જોઇએ તો સીકંદરીઆ જાઓ અને જોઇએ તો મીશર જાઓ પણ રેલવે ટીકટ હરેક જગાની રૂા. ૩)= છે.

મીશરથી નીકલા પછી મુંબઇ જાવામાટે જો સુવેજ જવું હોય તો પણ જવાંશે પણ સુવેજનુ બંદરપરથી ઇસ્ટીમર ઉપર જવામાટે તકલીફ છે જેથી પોરશાઇદથી ચરવું એ ઘણું શારૂ છે. અને ચરડ કલાશ ટીકીટના રૂા. ૬૦ થી ૭૫ આશરે થાશે. હવે કોઇ સાહેબ મુંબઇથી શીધો પોરટશાઇદ ને રસ્તે મીશર બેતુલ મુકદશ જાશે અને ત્યાંથી મદાના મુનવર જાશે તો તેને પાશપોરટની ખાશ જરૂર છે.

આ ચોપડીઓ અબદુલહુસેન હકીમજી એ બ્રધર્સ બુટવાલા કરાફર્ડ મારકીટ મુંબઇને દુકાને મોમીનીન ભાઇઓને મફ્ત હદીયા કરવામાં આવ

લા૦ અબદુલહુસેન હકીમજી બુટવાલા.

